શાર્દુલ

રાધાવર વિઠ્ઠલ વિશ્વપતિ, અક્ષરાતીત અદ્ભુતા;
મણીધર શેષશું આસનકરી, મહીવારીપર ઓસ્રતા.
સંસે સેવા કમળાતણી, થાએ છે વાણી એ મુખે;
ગર્વ ગંજન એ ગુણનીધી, જીતાએ શાથી સુખ?

# મોક્ષમાળા.

યાને

## ઉભાં ભજન સંગ્રહ ભાગ ૩ જો.

—(૦)— Reg No


સંસોધન કરનાર જયરામ મીઠાભાઈ માસ્તર
મુ. દીવા તા. અંકલેશ્વર.


---


દેશાઈ બ્રધર્સની કુ૦ માટે છપાવી પ્રસિધ્ધ કરનાર
મગનલાલ છગનલાલ દેશાઈ
દેશાઈ બજાર—ભરૂચ.

પ્રત ૨૦૦૦ — બીજી આવૃત્તિ
સને ૧૯૨૩ — સંવત ૧૯૭૯

કિંમત રૂા. ૦–૨–૦ છુટક

સુરત લીમડાચોકમાં આવેલા ધી "સુંદર" પ્રીન્ટીંગ
પ્રેસમાં શા. વીઠ્ઠલદાસ કીકાભાઈએ છાપ્યું.

**હે પ્રભુ તારી અગાધ લીલાનો કોઈ ભેદ પામી શકયા નથી. તો હું પામરપ્રાણી શી રીતે જાણી શકું!! પરંતુ એટલું સમજું કે ગાડું ગોપાળું તારૂં નામ (ભજન) લેવું!!**

## પ્રસ્તાવના.

વાંચકવૃંદ—હમારા તરફથી બીજો ભાગ છપાઇ બહાર પડયા પછી થોડી મુદતમાં તે ઘણી ત્વરાથી પ્રસરી ગયો. અને તેથા ત્રીજા ભાગની માગણી ત્વરાથી તૈયાર કરી આપની સેવામાં રજુ કરૂં છું.

સદરહુ ભાગમાં મારા અનુભવ મુજબ ઘણી પ્રખ્યાત પામેલી મંડળીઓનાં ભજન લેવાં રહી ગયાં છે, માટે ચોથો ભાગ તૈયાર કરી છપાવવા મોકલી આપ્યો છે, જેમાં, કાનમ, બારાંની તથા પારની મંડળીઓનો સમાવેશ થશે. રાશલીલાનાં, તથા જજરંગી જેમાં આખાં રામાયણનો સાર આવી જાય છે. તે ભજનનો પણ સંગ્રહ કરવામાં આવશે.

બીજા ભાગમાં એવું સુચવવામાં આવ્યું હતું કે, ત્રીજો ભાગ તૈયાર થયે ત્રણેની એક ચોપડી બનાવીશું. પરંતુ સન્ત જનોની સલાહથી ચોથો ભાગ તૈયાર થયા પછી ચારે ભાગની એક ચોપડી છપાવાશું જેની કિંમત જુજ છે. સુજ્ઞજનો સદરહુ ચોપડીઓમાં ઘણી ઠેકાણે અશુદ્ધ છે. કારણ કે પ્રુફ સુધરાવવા સારૂ છાપનારા હમારા તરફ મોકલતા નથી. માટે સુધારી વાંચી લેશો જે જે કવીઓના પદ લીધાં છે. તેમનો આભાર માનવામાં આવે છે.

લી૦ કર્ત્તા.

ખામોશ.—જરા આ ખબર જાહેર વાંચી બીજા કામ ઉપર
પછીથી ધ્યાન આપજો.

## કારણ કે—તમારે

કોઈપણ જાતની બુકો-બંધાવવી હોય
દરેક જાતની સ્ટેશનરી-ખરીદ કરવી હોય
કોઈપણ જાતના લખવાના કાગળો લેવા હોય
વળી કોઈપણ જાતની નાની મોટી ખીસાબુકો જોઈતી હોય
તમારે જુના પુસ્તકોને નવા બંધાવવા હોય
વળી કોઈપણ જાતના ફેન્સી નોટપેપરો, કવરો,
કંકોત્રી માટે ફેશનેબલ કારડો વગેરે જોઈતા હોય
તો મહેરબાની કરી હમારી દુકાનની મુલાકાત લેવા ચુકવું નહિ.

## કારણ કે

હમો દરેક જાતનું બુકબાઇન્ડીંગ કામ દરેક જાતના ચોપડા (વહીઓ) રોજના રોજમેળ, ખરડીઆ. ચોથાઆ, નાની પોકેટ ડાયરીઓ, દરેક જાતનો નીશાળને લગતો સામાન, બેહદ સસ્તા અને કીફાયત ભાવથી વેચીએ છીએ. માટે બીજી દુકાને જવું તે કરતાં પ્રથમ હમારી દુકાનની મુલાકાત લેવી. એટલે ખાત્રી થશે. દરેક ચીજના ભાવમા ઘટાડો કરેલ છે

મેસર્સ દેશાઈ બ્રધર્સ

બુકસેલર સ્ટેશનરી એન્ડ પબ્લીશર્સ-ભરૂચ.

# ઇશ્વર સ્તુતિ.

પરમેશ્વર પત રાખજો મારૂં, વિપત વેળાના વાલારે
પત રાખ્યું તમે મીરાંબાઇનું, કુબજાનું ચંદન લીધુંરે.—પરમેશ્વર.
અહલ્યાની તમે સલ્યા બનાવી, સેવકને સુખ દીધુંરે,—પર૦
મગરજ મુખથી ગજ મુકાવ્યો, મુમાવ્યાં મંજારી બાળરે,—પર૦
તત તારણ્ જીવન સહુના, અલખેસો અંતરજામીરે,—પર૦
વ્યાસ વલ્લભની વિનંતિ સાચી, માની લેજો દયાળારે.—પર૦

## ધનાશ્રી ૨

મેહેર કરો જગરાય ઓ દીનબંધુ, મેહેર કરો જગરાય. (બેવાર)
હાથ જોડીને વિનંતિ કરૂં છું, કરજોડીને વિનંતિ કરૂં છું.
હમને તું કરજો સહાય. દીનબંધુ મેહેર કરો. (૧)
અતળ વિતળ સુતળ, તળાતળ, રસાતળ, પાતાળ, ઓ દિન.
નારદ, સારદ, શિવ બ્રહ્માદિક, ગુણ તમારા ગાય, ઓ દિન.
આપતણી ઓળખ નહિંને, મુરખ જાણીતો થાય, ઓ દિન.
અજાણુ થઇ ખોળ કરવાને, ચાહે મનુષ્ય તે કેહેવાય. ઓ દિન.
સંશોધન કરતાં થકી તે પાપીના પ્રાયશ્ચિત જાય ઓ દિન.

## રાગ ધનાશ્રી ૩

ભારી ભરોસો છે તારો, પ્રભુ મને ભારી ભરોસો છે તારો.
આ ભવસિંધુથી પાર ઉતારોરે  પ્રભુ૦ ટેક.
લજ્યા પ્રભુ મારી તારે હાથ, બીજો નથી મારે આરો. પ્રભુ.
અંતકાળના બેલી પ્રભુ તું છે, જન્મ મરણથી ટાળો. પ્રભુ.
કરૂણાસિંધુ કૃપા કરીને, આ માયામાંથી ઉગારો. પ્રભુ.
ભાવ થકી ભક્તિ કરૂં તો, ભવસાગર થાય અકારો. પ્રભુ.
દેવ દયાનિધી દુઃખ દુરીહર, તું છે મને પ્યારોરે. પ્રભુ.
વિનય કર અંગ ટેક પ્રભુ, દાસ જેરામને તમ ઉગારો. પ્રભુ.

## રાગ ઉપરનો ૪

તારા નામ તણો મહીમાય, પ્રભુ તારા નામ તણો મહીમાય. ટેક
તારા ભક્તને આધાર તાહરો, વેદમાંહે વખણાય  પ્રભુ.
જે જે ભક્તો પ્રગટ્યા જગમાં, તેની [illegible] ન શકાય  પ્રભુ
અમરીશ, ધ્રુવ, પ્રહલાદ, વિભીષણ, સુધન્વા, શિબીરાય  પ્રભુ
હરિશ્ચંદ્ર, ને ચંદ્રહાસન, ગુણ અદ્યપિ ગવાય. પ્રભુ.
એવી ટેક ધરે જન જેહ, તેથી જગત જીતાય  પ્રભુ.
રામનામ ભજી લે તું પ્યારે, સહુથી ઉત્તમ કહેવાય. પ્રભુ
દાસ જેરામ કહે કરજોડી, તારૂં તે પદ પમાય. પ્રભુ.

## પદ ૫.

### ક્યાં ગયો પેલો મોરલીવાળો. એ રાગ

હે પ્રભુ તું અક્ષરસ્વામી, તારા તે ગાથા સાચીરે;
પ્રાતરમાં [illegible] ગાયા ગવ્યું, ભક્તિથી ભવ ભીંજાયરે. ટેક.

ભાગ્યવાન કે ભક્ત હશે તે, ચઢશે નિતિ નાવેરે;
ભવસાગર બેઠીને તેતો, તારી પાસે આવેરે હે પ્રભુ.
તારી ભક્તિરસમાં ડુબ્યો, તારી તે પાસે ઉભોરે
નિર્ભય થઇ નાચે આનંદે, સુખનો પાર સુમોરે હે પ્રભુ.
બ્રહ્મ, વિષ્ણુ આદી નામો, તે છે તમો પોતેરે;
કહે જેરામ કરજોડીને, ઘટમાં તું તો જોનારે. હે પ્રભુ.

પદ ૬.

## ગોરી ફોડીરે એ—રાગ.

ઉભા છે જુમના તીરમાં, છબીલા ઉભા છે જુમના તીરમાં;
જળ જમુનાના જળ ભરવા જાતાં, આડી વળગ્યો છે પાળમાંરે
છબીલા કાન.
વંદ્રાં તે વનમાં મારગ જાતાં, કાંટો વાગ્યો મારા ચીરમાં
છબીલા કાન.
વંદ્રાવન વનમાં રાસ રચ્યો છે, વારી રમાડ્યા હમણાં. ।।
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ પ્રણમે ।।

## ગણપતિની સ્તુતિ ૭

### સજીએ નમીએ એ રાગ.

નમીએ નમીએ હૃદય ધરીને, પ્રથમ દુંદાળાને આ વાર (૨)
અંતર ધરજો ધ્યાન કરજો. વ્હારે ચઢજો ગણપતિ—નમીએ૦
શિવસુત તમે ગણપતિ કહેવો, રિદ્ધિની વ્હારે આવો ન.
શુદ્ધ બુદ્ધ નારી ઘેરે તમારી, શુભ લાભ પુત્ર બે ભારી. ન.

હરીજન મળી સૌ ગુણુજ ગાય, કિર્તિ આપની જગમાં ચાલી. ન.
ગોપાળદાસ કહે બેઉ કર જોડ, દુંદાળા પુરો મનના કોડ. ન.

પદ ૮

બાનાની પત રાખ પ્રભુ તારા બાનાની પત રાખ,
બાના માટે જો દુઃખ દેશે તો, કોણુ પુરે તારી સાખ. ટેક
રોહીદાસના તમે પાતરી લીધીને, નવ જોઇ તને ભાત;
સેના માટે સનમુખ રહીને. નાઇ કહેવાયા હે નાથ પ્રભુ.
પ્રહલાદનીરે પ્રતીપાલણુ જાણીને, સ્થંભ પુર્યો વાસ. પ્રભુ.
તાતી કઢા તમે શીતળ કીધી, સુધનવાને પાસ; પ્રભુ.
પંચાળીના પટકુળ પુર્યાંને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતાં ગજરાજ. પ્રભુ.
ઝેર હતાં તેનાં અમૃત કીધાંને, આપ્યાં મીરાંને હાથ:
મેહેતાને માંડળીક મારવા આવ્યો, ત્યારે કેદારો લાવ્યા મધરાત.
પ્રભુ૦
ભક્તોનાં તમે સંકટ ભાગ્યાં, ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ;
તુલસીના સ્વામીને કહું કરજોડી, પુરો અંતરની આશ. પ્રભુ.

પદ ૯

ખાંત કરીને કાઢયાં ખોળીરે, જુઠાંની ટોળી,
પથરો પાણીમાં તરે, સસલો સમુદ્ર કરે;
દરા માંહે ડુબ્યો ઘોરીરે, જુઠાંની ટોળી. ખાંત
બાપ તો પરણવા આવ્યો, દીકરો જાનમાં તૈયાર થાય.

માની આગળ રાખ્યું ચોરીરે.                    ખાંત.
કાગ હંસના ઘરમાં પેઠા, હંસથીને લઇને બેઠા;
રાજાને ઘેર આવ્યો ફરીરે, જુઠાંની ટોળી.        ખાંત.
મન કરમે હાસા થઇ, નાના ઉદરમાં હવી રહી;
કુબેર કહે કાગ મુવો મોરીરે, જુઠાંની ટોળી.     ખાંત.

પદ ૧૦

એરે પ્રભુનું નથી અજાણ્યું; મનમાને ત્યાં મ્હાલો, મારાવાલા
કરશો તો ભોગવવું પડશે, માટે વિચારીને ચાલો; ॥
પુનરે પાપના બેરે મારગ છે, મન માને તે આલો; ॥
હરીને ઘેરતો હીસાબ હક છે, તેનાતે ભયથી ચાલો ॥
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચિત્ત લાવો.
મારો.

પદ ૧૧

મુખડા કયા દેખે દરપનમેં.—એ રાગ.

કંઇક કરમનો કરનારો, તે શરણ તમારે આવ્યોરે;
મહાજાળમાં બાંધી નાંખ્યો, હવે હરી છોડાવોરે. કંઇક.
પાપ કરતાં પાછું ન જોયું, હરીનું નામ હું ભુલ્યોરે;
દુરીજનની સંગત મેં કીધી, દેવાળામાં ડુલ્યોરે. કંઇક.
અનાથ જંતુ રાંક બાપડા, તેમાં મેં કીધા વાસરે;
લખચોરાશી ફેરા ફરતાં, કરી મુક્તિની આશરે. કંઇક.
સોનું રૂપું જંતર મંતર, તંતર મારે તું છે રે;
આ દુનીયામાં નથીજ ગમતું, મરવા આતુર હું છુરે. કંઇક

નામતણો મહીમા મોટો છે, કંઈક પાપી નર તાર્યારે;
એવું જાણીને દાસ કલ્યાણ, પ્રભુ પ્રેમે પેકાર્યારે. કંઈક.

પદ ૧૨

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યારે,
મોટે મોટે મોટે મેંતો, મોતીડે વધાવ્યારે
કીધું કીધું કીધું મુજને, કાંઈ કામણ કીધુંરે;
લીધું લીધું લીધું મારૂં, ચિતડું .રી લીધુંરે હળવે.
જાગી જાગી જાગી હુંતો, હરીમુખ જોવા જાગીરે. હળવે.
ભાગી ભાગી ભાગી મારા, ભવની ભાવટ ભાગીરે;
ફુલી ફુલી ફુલી હુંતો. હરીમુખ જોવા ફુલીરે. હળવે.
ભુલી ભુલી ભુલી હુંતો, સારો ઘરનો ધંધો ભુલીરે:
પામી પામી પામી હુંતો, મહાપદવીને પામીરે. હળવે.
મળ્યો મળ્યો મળ્યો મહેતા, નરસઇયાનો સ્વામી. હળવે

પદ ૧૩

ગોવિંદ ગુણ ગાઈ લ્યો મન ઘેલા, તમે થાઓને પ્રથમ પેહેલાં
હરી ગુણ ગાઓને પ્રથમ પેહેલાં. ગોવિંદ
કાયા પાણીનો પરપેટો, અંતે એ ભરોસો ખોટો;
જુગમાં જરિજરા છે મોટોરે. ગોવિંદ.
મન . મારૂં મારૂં કરતો, સગાં સંબંધી સાથે લડતો,
તુંતો હીંડે છે રડવડતોરે. ગોવિંદ.
છવ તારી માત પીતાને ભા , કોઇ આવે નહિં સંગાથ;
ક્ષણમાં થઇ જાશે પ્રભાતરે. ગોવિંદ.

એવી વૈષ્ણવ જનની રીત, કરી લે શામળીયાશું પ્રીત;
ભકત ભોવન કહે હરિ ભજીને, જીત જીતને જીતરે.

પદ ૧૪

જનુનીતે ઉદર અવતારજ લઇને, જરૂર ખોયો જનમારોરે,
ન ખરચ્યાયું ન વવરાયું, ના લેતાગો જશ હાથેરે, જનુની.
ખાધું પીધું ને ખત્રાશ કીધું, માતુની માયામાં મોહ્યોરે, જ.
ભરી સભામાં દ્રોપદી સતીનાં, પ્રેમે પુર્યાં ચીરરે. જનુની.
સવરીનાં બોર વિદુરની ભાજી, પ્રેમ કરીને ખાધીરે; જનુની.
વ્યાસ વલ્લભની વિનંતિ સારી, માની લેજો દયાળારે જનુની.

પદ ૧૫

મહી ઢળે છે મારા મોહનલાલ મહી ઢળે છે મારાં;
લાખ બે લાખનું માટ નંદાસે, શોભીતાં છે સારાં. મોહનલાલ.
તમે વનમાળી ન કરો ચારી, હમો છો વહુવારૂં. મોહન.
ફુલ પડે તેની ચૌદશ ગુથું, લોક બોલે છે આડું મોહન.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચિત વારૂ, મો.

પદ ૧૬

રૂડી શરદ પુનમની રાત, સુંદીર વેણુ વાગેરે.
મારો વાલોજી રમ્યા રાસ, સુંદીર વેણુ વાગેરે;
વાલે નટવર ધર્યો વેશ; ,,
મોતી મુકતે ફુળ વધાવે; ,,
એનાં ગુગરીઆળા કેશ; ,,
ગોપી અતી ઉતાવળી આવે; ,,

દેહની શુદ્ધ બુદ્ધ સઘળી વિસારી; „
જોઇ નિરખ્યા તે શ્રી વનમાળી; „
ગોપી આવ્યાં તે પુરી જનની પ્રીતે; „
જઇ મળ્યાં તે રંગની રીતે, સુંદર વેણુ વાગેરે.

પદ ૧૭

હું તો હરી જોવાને ગઇતી જુમના ઘાટમાંરે, હું પ્રભુ જોવાને.
સામળીયાનો સંગ થયાથી જીવજ મારો ચોંટી રહ્યો;
વાલા મેલ્યું કામણુ નાંખી જંજાળમાંરે. હું તો.
સામળીયાનો સ્વર સુણીને, હું ભરવાને ગઇતી પાણી;
વાલા બોલતી કોયલ, દીઠી કદમના ઝાડમાંરે. હું તો.
પ્રભુજી નવ જોયા જ્યારે. હું ઓશીઆળી થઇ ગઇ ત્યારે;
વાલા ફટકણુ થઇને ફરવા લાગી ફાળમાંરે. હું તો.
ફટકણુ થઇને ફરવા લાગી, અરધું બેડુ ભરી લાવી;
વાલા વીશરી ઉધણી, ગાળ્યું અગરખાની ચારમાંરે. હું તો.
સાસરીએ મો જોતાં જાણી, કુડી વાત હમારી સુણી;
વાલા તેઓએ ન સમજી એમની સાનમાંરે. હું તો.
ઘણા ઘણીતો થઇ ગઇ ઘેલી, ધુપેલનો પ્યાલો મેલી;
વાલા લીધું દીવેલને, વાસ્યું મારા વાલમાંરે. હું તો.
વાલો વલ્લભનો સ્વામી, તેને હું સ્વપ્ને ન પામી;
વાલા તે દહાડાની રહું છું, વિકળમાંરે. હું તો.

પદ ૧૮

ભરમાવી દુનિયા ભોળીરે, ચાલ્યો ખાવો ભણતી ચોળીરે;

દોરા ધાગાને વળગ ચીઠી કરીને, આપે ગુણકારી ગોળી;
જીવને હણતાં દયા ન આણે, જેવા ભીલ કાફર કોળીરે. ભર૦
નિત્ય નિત્ય દરશન નિયમ ધરાવે ઘેર આવે ત્રીયાની ટોળી;
માઇ માઇ કરી બહુ માન દીયેને, હૃદયે કામનાની હોળીરે; ભર
સઘળા શિષ્ય ભેળા કરીને, ખાય ખીર ખાંડને પોળી.
ભોજો ભગત કહે ભવસાગરમાં, બાવે માર્યાં બોળીરે. ભર૦

પદ ૧૯

ક્યાંથી આ સંભળાય મધુર સ્વર. એ રાગ.

તારણહારો રામ, અબ તો મુને તારણહારો રામ;
તારણહારો હરનીશ તારશે, જેને જપે આઠે જામ. અબ.
વૈકુંઠવાશી એ અવિનાશી, પુરણ કરશે મન કામ. અબ.
ચંદ્રહાસને લીધો ઉગારી, મુખમાં વસ્યા ઘનસ્યામ. અબ.
નરસૈયાની હુંડી સ્વિકારી, શામળશા ધર્યું નામ. અબ.
ગોપાળદાસના સ્વામીને ભજતાં, પહોંચે વૈકુંઠ ધામ. અબ.

પદ ૨૦

પરમેશ્વર પત રાખો હમારી.

પરમેશ્વર સુણો અરજી હમારી, પ્રીતે દેવ મોરારીરે;
અરજી સુણી તમે મીરાંબાઇની, વિષ પીધું ગીરધારીરે;
લાખાગૃહથી પાંડવ રાખ્યા, ભક્તોની ઓળ મ ધારીરે પર૦
સાગરમાં બુડતો રાખ્યો ગજ, અગ્નિથી બાળ મંજારીરે;
લેલ કદા તમે દાઢી પાડી, સુધન્વા લીધો ઉગારીરે. પર૦
ધના ભક્તની ખેતી વાવી, કરમાની ખીચડી ખાધીરે;

વિદુરજીની ભાજી ખાધી, દુષ્ટના પકવાન ત્યાગીરે. ૫૨૦
સેનાભકતની ચાકરી કીધી, નરસૈંયાની હુંડી સ્વીકારીરે;
ગોપાળદાસના સ્વામીને ભજતાં, ઉતરશો ભવ પારીરે. ૫૨૦

પદ ૨૧

## ગીરધારીનો રાગ.

મોરારીરે ધ્યાન ધરૂં એક તારૂં, તેથી શાંત થાય છે ચિત્તમારૂં (૨)

ઝુલણ.

અવનીતળમાંરે, તુંછે જોને ભારે; અન્ય દેવ નહિ કોઇ વારે.
સત્ય તું છેરે, એક ગોવરધનધારી; તારી આશા છે મને ભારી મો.
પ્રભુ સાચુંરે નામ તમારૂં એક, એવી મનમાં રાખે પુરી ટેક;
એવું સમજીરે જે જન કરે સેવા, તેનાં પાપ નિવારણ થાવા. મો.
પ્રભુ મારારે આ સંસાર છે ન્યારો, તેમાં આધાર છે એક તારો;
માટે વિનવુંરે પ્રભુ પાર ઉતારો, દાસ જેરામને તમે તારો. મોરારી.

પદ ૨૨

અંત સમાનો તું બેલી, પ્રભુ મારો અંત સમાનો બેલી;
સાચવજે મારી ઘડી તું છેલી, પ્રભુ મારો અંત્ત સમાનો બેલી ટેક.
ઓસડ વેસડ આણી રહેશે, જે દુનીઆ મેહેલશે ઠેલી;
તે સમે ઓ પ્રભુ તારા વિના, હશે ઓથ ન રહેલી. હરી.
આસું વિલાપથી અળગાં રહીને, સઘળાં સગાં મારાં રડશે;
કલેશ કરી મને કલેશ ઉપજાવી, વહાલાં વેરી થઇ પડશે. પ્રભુ.
તે સમે માયા થકી મન મારૂં, ઓ પ્રભુ વેગળું તું કરજે;

આનંદરૂપ પ્રભુ ઉર લાવીતે, વિઘ્ન સમે વહારે ચહડજે. પ્રભુ.
જીવની જેહ ગતી સારી, તે ગતિ મારી તું કરજે;
આ પામર દાસતણી દીનવાણી, મહેર કરી મન ધરજે. પ્રભુ.

## પદ ૨૩

હાંરે વિઠ્ઠલ વગાડી વાંસળી, ઉભો જુમનાને તીરરે. હાંરે વિઠ્ઠલ.
વંદ્રાતે વનમાં ગાજી રહ્યા છે, કાંઇ વાગે છે જુમનાને તીરરે.
મોહ્યા મોહ્યા મુનીવર દેવતારે, અરે મોહ્યા ચૌદ ભુનવના લોકરે. વિઠ્ઠલ.
હાંરે ગિરી પર્વત તુટી પડયારે, ... બહુ થયો છે ઉત્પાતરે. વિઠ્ઠલ.
કરજોડીને ગોપીઓ કહે છેરે, હાંરે પુરો મનડાના કોડરે. ,,
એવું સુણીને શ્રીહરી બોલ્યારે હાંરે જાઓ તમારે ઘેરરે; ,,
હાંરે વાલા પીઉને હમે ઘેર છોડયારે, હાંરે તન તમારી પાસરે ,,
હાંરે પ્રભુ લીલા દેખાડો આપનીરે, હાંરે પુરો અમારા કોડરે ,,
હાંરે વાલો અમર થઇ અમરવેલીરે, હાંરે ધનધન ભગવંતરે ,,
હાંરે ત્યારે મોરાર સુત એમ વિનવેરે, હાંરે અવિચળ નામરે ,,

## પદ ૨૪

રામ બાણુ વાગ્યા હોય તે જાણે, ઠરીને બેસે ઠેકાણે (બે વાર)
બોલ્યા મુરખ મનમાં શું આણે.
ધ્રુવને વાગ્યાં પ્રહલાદને વાગ્યાં, તેતો ઠરીને બેઠા ઠેકાણે. રામ.
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં એતો વેદ વચન પ્રમાણે. રામ
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરી આવ્યા તે ઠાણે;

બાઈ કરવત મસ્તક પર મેલ્યું, તેતો પત્ની પુત્ર બેઉ તાણે; રામ.
મિરાંબાઇ પર ક્રોધ કરીને રાણોજી ખડગજ તાણે;
વિખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા, એતો અમૃતને ઠેકાણે. રામ.
નરસીંહ મેહેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરી ખરી ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા, એવો ધનો ભગત ઉર આણે. રામ

## પદ ૨૫

મુખડાની માયા લાગીરે મોહન તારા. મુખડાની. ટેક.
મુખડું મેં જોયું તારૂં, સરવે જુગ થયુ ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂંરે, મોહન તારા. ૧
સંસારીનું સુખ કાચું પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએરે. મોહન તારા. ૨
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએરે, મોહન તારા. ૩
પરણું હું પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગય મારો,
રાંડવાનો ભય ટાળ્યોરે, મોહન તારા. ૪
મીરાંબાઇ બલીહારી, આશા એક મને તારી;
હવે હું તો બડ ભાગીરે, મોહન તારા. ૫

## પદ ૬

વનમાળી વનમાળી, વીઠલવર વનમાળી રે;
અઢારક્ષોણી તમે હળ વરતાવ્યું, ટીંટોડા મેલી તમે ગારી; વિઠ્ઠલ.
ચક્ર ધર્યું તમે ભીષ્મને માટે, તેની પ્રતિજ્ઞા પાળી; વિઠ્ઠલ.

રાસ રમ્યાને રંગ રમાડયા, તેડી વ્રજની નારી. વિઠ્ઠલ.
પ્રહલાદને તમે બળતો ઉગાર્યો, રાવ કંસને સંહારી. વિઠ્ઠલ.
મંજારી બચ્ચાં નીભામાં બચાવ્યાં, રામ નામ સંભારી. વિઠ્ઠલ.
કહે નરભેરામ ગુરૂ પ્રતાપે, સુખની સીમા વાળી. વિઠ્ઠલ.

## પદ ૨૭

રામ રટણમાં સાર છેરે, ભાઇઓ રામ રટણમાં સાર છે;
મનુષ્યદેહ પામીને રામ વિસર્યા, ધીક તેતો અવતાર છેરે. ભાઇઓ.
મનુષ્યદેહ પામીને સમરણ ભૂલ્યે., તેની કલ્યાણની વારછેરે. ભાઇઓ.
કુસંગ કુનારનો સંગ કર્યાછી, જમને. મોટો મારછેરે, ,,
લક્ષ ચોરાશીના ફેરારે ફરતાં, મનુષ્યદેહ છેલો વારછેરે. ભાઇઓ.
કહે નરભો ગુરૂ પરતાપે, નામ રટયાથી પાર છેરે. ભાઇઓ.

## પદ ૨૮

લેને લેને લહાવ, જીવન જોતાં નહિં જડે;
જોતાં નહિં જડે, જીવ ખોળ્યાં નહિં મળે; લેને લેને.
કસ્તુરીને કેવડો લઇ, તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી, ભુતમાં ભમે. લેને.
મોતી સરખો દાણો લઇ, ઘંટીમાં દળે;
બાવળીઆનું બીજ વાવે, આંબો નહિં ફળે. લેને.
સંત બોલાવે બોલતો નથી, અભિમાનમાં ફરે;
મારી ધક્કે આગળ કરશે, વેઠે, ભાર ભરે, લેને.
માંહે તને ઘોળી ઘાલશે, શોધ્યો નહિં જડે;
નરભેરામના સાથમાં તો, પાછો નહિં પરે. લેને.

## પદ ૨૯

વનમાં ભુલી પડીરે પેલો ક્યાં ગયો કાનુડો—એ રાગ.

સત્ય પ્રભુ મળ્યારે, એતો સત્ય નિરંજન દેવ;
મિષ્ટ વચન ગુરૂદેવનારે, તેનો વીરલા જાણે ભેદ. સત્ય.
ગુરૂથકી પ્રભુ ઓળખ થઇને, સેજપણે અવધુત;
પ્રભુ સાથે નહિં જોજના, અને પડશે નહિં પંચભૂત. સત્ય.
અખંડ જગત પ્રભુમાં રહેને, પ્રભુ રહે નિરધાર;
અન્ય અસ્તિ નહિં પ્રભુ તણીરે, રહે પારપાર સત્ય.
એ આશ્ચર્ય ગુરૂ [પ્રભુને] ધણું, જે અરપીને આલીંગન;
સ્વભાવે સાક્ષી સ્વયં સદાને, પ્રતીબીંબે પંચરંગ. સત્ય.
સામર્થ સઘળે રહેને, સ્વ રહે સંત પાસ;
ત્યાં મેળાપો અખા મહારો, આપ મળ્યા અવિનાશ. સત્ય.

## પદ ૩૦

આનંદ અંગ ન માય ભોળા શંભુ આનંદ અંગ ન માય,
દરશનથી દુઃખ જાય, ભોળા શંભુ આનંદ અંગ ન માય;
ભુલોકની આપ વહારે ચઢીને, ગામોગામ સેવના થાય. ભોળા.
ગામેગામે સ્થાપના થયાથી, લોક કૃતાર્થ સર્વ થાય. ભોળા.
નગરવાસી તો પ્રીત કરીને, ઘણે સ્થળે લઇ જાય. ભોળા.
કોટે રૂંઢમાળા માથે જટા છે, અંગે ભભૂત ધરાય. ભોળા.
રક્ષા માટે છત્ર ધરાય, પોઠીઆનું પલાણુ થાય ભોળા.
શીરછત્ર છો મૃત્યુલોકના, કોપો તો પ્રલય કહેવાય. ભોળા.
દાસ જેરામની વિનંતી એવી, રાખો હૈડીઆ માંય. ભોળા.

પદ ૩૧

નંદલાલા નહિં આવું ઘેર કામ છે, તુળસી માળામાં સ્યામછેરે.
વાલા નંદ૦
ગાયનું દુઝાણું મારે ભેંસનું દુઝાણું, મહિડાં વલોવવાની હામછેરે,
વંદ્રાવનમાં તે રાસ રચ્યોહે, ગોપીઓને ઘેર ઘેર હામ છે. વાલા નંદ૦
વંદ્રાતે વનની કુંજગલનમે, સોળસે ગોપીઓ અને એક કાનછે. વાલા.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણકમળ ચીત્ત હામ છે.
વાલા. નંદ.

પદ ૩૨

હાંરે લાલ ડંકા વાગ્યા તારા દેશમાંરે, હારે ભારી ભકિત વસાવી
બાળા લેશમાંરે. લાલ ડંકા—૧

હાંરે લાલ નોબત વાગી હરી તારા નામનીરે;
એતો તીરથવાશીને કામનીરે લાલ ડંકા ૨
હાંરે લાલ ભુખ્યાને આપે લાડવારે;
વાલો થીના ભરાવે ગાડવારે લાલ ડંકા. ૩
હાંરે લાલ ગાયો ચારે ગોવીંદનીરે;
હાંરે ત્યાં લીલા બને આનંદનીરે. લાલ ડંકા. ૪
સંવત ૧૫૦૩ ની સાલમાંરે;
વાહલે પડતો બતાવ્યો વેંતાલરે
કરજોડીને દેવીદાસ બોલીઆરે;
મારા ્ંતરના પડદા ખોલીઆરે. લાલ ડંકા. ૬

## પદ ૩૩

માથે ટોપી રહ્યો છે કાળરે ઉંધ તને. એ રાગ.
આભડછેટમાં બુડયું બધું અંગ, સારૂ થાય શી રીતે.
નથી નહાતો ગોદાવરી કે સંગરે. સારૂ થાય શી રીતે.
દેવ મંદીરમાં નથી કર્યા દીપરે ,,
નથી કરતો તું ટેલીયાની ટીપરે ,,
નથી ચપટી કરાવ્યાનો ચાલરે ,,
ખાવા તાકે મફતના માલરે. ,,
દેવ દરશનનું નિત્ય નથી નેમરે. ,,
એખી પૃથ્વીનાં વહોરી લીધાં વહેમરે. ,,
નથી વાપરતો દેવ નીવેદરે ,,
નથી વાપરતો વીપ્રની વીસુધરે ,,
નથી દીધાં તીરથમાં દાનરે ,,
નથી આપ્યાં અતિથીને માનરે ,,
નથી કરતો તું ખળાની ખેરાતરે ,,
ઋષિરાજની ન રાખે રૂદે વાતરે. ,,

## પદ ૩૪

રામરસ મીઠાહે મેરે ભાઇ, સાહેબ રસ એસાહે મેરે ભાઇ.
કુંભકા બાંધ્યા જલ રહે, જલ વિના કુંભ ન હોય;
(એમ) જ્ઞાને બાંધ્યા મન રહેરે, ગુરૂ વિના જ્ઞાન ન હોય. રામ.
આગે આગે દવ જલેરે, પીછે હરીયા હોય;

હું બલીહારી ઋખનેરે, જડરે કટયે ફળ હોય. રામ.
મીઠા મીઠા સૌ પીવે કડવા ના પીયે કોઇ;
(પણ) સાકર પીધે દુઃખ ઉપજેરે, વીખ પીધે સુખ હોય. રામ.
ઘર બાળ્યે ઘર ઉગરે, ઘર રાખ્યે ઘર જાય;
એક અચંબા મેં સુણ્યા જે, મડા કલિકું ખાય. રામરેસ.
કબીરે કબીરા ઘર જાળીઆરે, લીયા પલીતા હાથ,
તમરે તમારા ઘર જલાદો, ચલો હમારે સાથ. રામરસ.
સાહેબકા ઘર દુરહેરે, લંબે પાન ખજુર;
ચડે સો ચાખે પ્રેમરસ, ઓર પડે સો ચકચુર. રામરસ,
પીયા સો અમર હો ગયારે, પીવે સો અમર હોય;
સુરીનર મુનીવર જે પીવે વાંકે ધડ પર શીર ન સોય. રામરસ.
મીસરી વેરાણી રેતમાંરે, કુંજ રસે ચુંગી ન જાય;
મમતા મારો સંત આપકી, સો કીડી હોકર ખાય. રામરસ.
ધ્રુવે પીયા પ્રહલાદે પીવારે, પીયા પંપા ને રોહીદાસ,
દાસ કબીરે જુગતે પીયા, જેને કે પાવન કેરી આશ. રામરસ,

## પદ ૩૫

હો અબધુત એસા ગ્નાન વિચારી, વામે કોણ પુરૂપ કોણ નારી. ટેક
બ્રાહ્મણકે ઘર નાતી ધોતી, જાગનકે ઘેર ચેલી;
કલમા પઢ પઢરે તુરકડી, તો આપે એકીલી, હો અબધુત.
નહિં પરણેલી હું તો નહિં કુંવારી, પુત્ર જણુ જણુ હારી;
કાળી મુંડીકા કોઇ કોઇના છોડયા, તો હજીએ બાળ કુંવારી. હો.

સસરો અમારો બાળોરે ભોળો, ને સાસુ બાળ કુંવારી;
પરણ્યો હમારો પારણે ઝુલે, તો મેરે ઝુલણહારી. હો.
બ્રહ્મા વિષ્ણુ શંકર દેવા, એ તીનુંકી મેં જાઇ;
એ તીનુકે ઘેર ધણીઆણી, તો વે તિનકું ગોદ ખેલાઇ. હો.
નહિં જાઉં સાવરીએ ને નહિં જાઉં પીયરીએ, સ્વામીકી સેજ સમાઇ;
કહેત કબીરા સુનો મેરે સાધુ, તો જોતમાં જોત મીલાઈ. હો.

## પદ ૩૬

ગઉચારી ઘેર આવે વાલોજી મારો ગઉચારી ઘેર આવે. ટેક
હાથમાં લાકડીયાંને ખભે કામળીયાં, મીઠીસી મોરલી બજાવે. વા.
ગલે કુંજનહાર મનોહર શોભે, મોર મુગટ શીર સોહે. વા.
સ્વામી તણી સુંદરતા જોઇ જોઇ, વ્રજવનિતા મન મોહે. વા.
કુમકુમ કેરા છાંટા છંટાવું, મોતીડે ચોક પુરાવું. વા.
નરસીંહના સ્વામી મંદીર પધારે. શેરીયે તે ફુલડાં વેરાવું. વા.

## પદ ૩૭

હરી ભજવાનું ચોઘડીયુંરે તે ફરી ફરી ક્યાં મળશેરે;
ચોંપ કરીને ચેતી લેજો, ભવના તારણ તરશોરે. હરી.
મનુષ્યા દેહ તો મટી જશેને, પશુ પંખી અવતરશોરે;
વરણાગીમાં વાટજ ઉઠશે, કઇ ખાણે રવડશોરે. હરી.
દુઃખ લાગે તો વેહેલું લાગો, ઉંઘે ઉંધું ચાલ્યુંરે;
માને બોદર શું બોલ્યો તો, શું બોલ્યો શું વાળ્યુંરે. હરી.

જોબન જાશેને જરા આવશે, નેન નાશીકા ગળશેરે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રેહેશેરે. હરી.
હરી નામ તો હારી બેઠો, વીખીયામાં વીટાયોરે;
આ અવસરને ફેરો કરાએ, પાપ ન કરશો પ્રાણીરે. હરી.
સુખે દુઃખે નામ ભજી લો, સાંભળો સારંગ પ્રાણીરે;
કલ્યાણ કહે તે કહ્યુંરે ન માને, પથરા ઉપર પાણી. હરી.

પદ ૩૮

મન તું શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવું હોય તે કરે. ટેક.
સ્થાવર જંગમ જડ ચૈતનમાં, માયાનું બળ મરે;
સ્મરણ કર શ્રી કૃષ્ણનું. જન્મ મરણ જાય હરે. પ્રભુને ક.
નવમાસ પ્રાણી શ્રી પ્રભુનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું, ત્યારે લખ ચોરાસી ફરે, કૃષ્ણને.
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું શરે;
ધણીના ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. પ્રભુને.
દોરી સરવની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવા જંત્ર વજાડે જંત્રી, તેવો સ્વર નિશરે. કૃષ્ણને.
થનાર વસ્તુ થયા કરે છે. જેમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણીપેરે જાશે. જેમ ગજ કોઠું ગળે. કૃષ્ણને.
જેનું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમા ફેર પડે નહિ કોઇથી, શીદ કુટાઇ મરે કૃષ્ણને.
તારૂ ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપણતું અજ્ઞાનપણું એ, મૂળ વિચારે ખરે. પ્રભુને.

થવાનું અણુચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ્ય ભરોસો રાઘાવરનો, હયા શીદને ઠરે. પ્રભુને.

પદ ૩૯

જાવું છે મરીરે મન જાવું છે મરી, રામને ભજીલે મન જાવું છે મરી ટેક
પ્રભુને ભજી લે મન જાવું છે મરી,
મેડી મંદીર માળીઆં તારાં જાશેરે પડી;
કાચી કાયાનું સ્થળ બંધાણું, જાણે ધુળની ઉડીરે ઘડી. રેમન.
સગુ કુટુંબ તારૂં લુટવા લાગે, કાનની કડી,
કાઢો કાઢો એને શહુ કહે, હવે રેકમાં ઘડી. રેમન.
ફુલને ઘોડે ફુલી રહ્યો છે, જાણીએ ગરથમાં ફુંગળી;
જમડા આવશે જીવ લેવાને, પછી ભાંગશે સરવે મળી. રેમન.
સાધુની સંગ ગુરૂની સેવા, ઇ વાત છે ખરી;
દાસ જીવણ સંતો ભીમકેરે ચરણે, જન્મ મરણ જાયે ટળી. રેમન.

પદ ૪૦

જુનું થયુંરે દેવલ જુનું થયુંરે, મારો હંસલો નાનોને દેવલ જુનુંરે થયું.
આરે કાયા હંસા ડોલવા લાગી, દાંત ગયાને માંહે ખુરીયા માંરે;
આરે કાયા હંસા ડોલવા લાગી, ગયો હંસને પીંજર પડી રહ્યું મારો.
તેવ તેવડીરે હંસા મળી ગોવાલણ, તેથી શું મારૂ મનડું મોહી રહ્યું
મીરાં કહે પ્રભુ ગીરધરનાગુણ, પ્રેમના પ્યાલા તમને પાઇને પીઉ.
જુનુંરે થયું.

પદ ૪૧

તારા મનમાં જાણે છે મરવું નથીરે,
એવો નિશ્ચય કર્યો નિરધારરે;

તેમાં ભુલી ગયો ભગવાનનેરે ટેક.
ધન દોલત નારીને ઘણુા દીકરારે;
ખેતીવાડી ઘોડીને દરબાર. તેમાં ભુલી.
મેડી મંદીર ઝરૂખાને માળીઆંરે;
સુખદાયક સુંદર પલંગ તેમાં ભુલી.
ગાદી તકીઆને ગાલ મશુરીઆંરે;
અતિ આડ કરે છે એજ. તેમાં ભુલી.
નીચી ખાંધ કરી નમતો નથીરે;
એવું સાધુ સંગાતે અભિમાન. તેમાં ભુલી.
વનમાળી મોહનજીની મુરતીરે;
તેની સાથે ન લાગેલ તાન. તેમાં ભુલી.
પાપ અનેક જનમનાં આવી મળ્યાંરે;
તારી મતી મલીન થઇ મંદ. તેમાં ભુલી.
દેવાનંદના વહાલા વીસરી ગયોરે;
તારે પડયો ગળે જેમ ફંદ. તેમાં ભુલી.

## પદ ૪૨

તારે માથે નગારાં વાગે મોતનારે,
નથી એક ઘડીનો નિરાધાર, તોયે જાણ્યા નહિં જગદીશરે; ટેક.
મોટા મેલીને રાજ મરી ગયારે, જોને જાતા ન લાગીવાર ,,
તારૂં જોબન ગયું જખ મારતુંરે, માથે કાળા મટી ગયા કેશ ,,
અંતકાળે લેવાને જમ આવીઆરે, તેનો ભારી ભયંકર વેશ ,,

રોમ કોટી વીંછું તણી વેદનારે, દુઃખ પામ્યો તું દેવના ચોર ,,
સગાં સ્વાર્થી મળ્યાં સૌ લુંટવારે, તેનું જરાએ ન ચાલે જોર ,,
જીભ ટુંકી પડીને તુટી નાડીઓરે, થયું દેહ તજ્યાનું તત્કાળ ,,
દેવાનંદ કહે નવ જાણ્યા નાથરે, મળ્યો મનુષ્યનો દેહ વિશાળ ,,

પદ ૪૩

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય; ડાહાપણ કોઇનું કામ ન આવે (૨)
કરોને કોટી ઉપાય હારે હારે, કરોને. પ્રભુજી.
ભીમ, અરજુન, સહદેવ, નીકુળ, પાંચ ધર્મ કહેવાય.
એ પાંચેનાં દેખતાંજીરે, સતી તે કેમ લુંટાય. પ્રભુજી.
રામ જેવા સત પુરૂષ કહીએ, ને તે પણ વનમાં જાય.
સતી સીતાને કલંક ચઢાવ્યો, તો રાવણ શીર રોળાય. પ્રભુજી.

પદ ૪૪

વાલા વેગે આવોરે દયા દીલ લાવોરે, ભીડ મારી ભાગવા.
નહિ આવો તો વાલા છાના ઉઘાડું બધા છીદ્ર હો વાલા.

સાખી.

આહેરડામા ઉછર્યા ગોવાળાઓ હો દાસ.
ઓઢી કાળી કામળી, માગી પીતોજ છાશ; હું રાખું રહેમથી
દાવોરે
ભીડ મારી ભાગવાહોજી ... ... ... વાલા વેગે. (૧)
એ માના બે બાપના નકટા નીલજ બાળ,
મહી માખણના ચોરટા કંસ તણા છે કાળ;
ધીરા વેગે ધાવોરે–ભીડ મારી ભાગવા. વાલા વેગે (૨)

## પદ ૪૫

ભજલે રાધે સ્યામ, મુરખ મન ભજલે રાધે સ્યામ.
શું બની રહ્યો ગુલતાન, મુરખ મન ભજલે વારંવાર. ટેક.
ગર્ભવાશમાં કૉલ કરીને, તું નીકળ્યો જનુની દ્વાર.
તે દિવસ શું ભુલી ગયો, કેમ થઇ ગયો ગમાર; મુરખ (૧)
રામ નામનો મંત્ર જપો યારો, આખર આવે એ કામ;
ઘડી પલકમાં જાતા રહીશું, નહિ રહીશું આ ઠામ, મુરખ. (૨)
ઘરની જોરૂ સદાય ન છોડું, મુરખ કરે વિચાર;
ઘડી પલકની ખબર નથી ને, જમનો ખાશો માર, મુરખ (૩)
પા ઘડી અરધઘડી બચાવીને, કરો ભજન આ વાર;
તો તમો ભવસાગર તરશો, ખરી એ તરવાર, મુરખ (૪)
જે પ્રાણી ગફલતમેં રહેશે, પડે નરકકે દ્વાર;
દાસ જેરામ એમ કરી કહે છે, તારણહાર કીરતાર; મુરખ (૫)

## ધુન.

જયજય નારાયણ પરમેશ, વંદુ ચરણ તમારે શેષ.
જયજય નારાયણ માબાપ, ટાળો ભક્તના પરિતાપ.
ધનધન સવરી બાઇનાં બોર, ભાવે ખાધાં નંદકીશોર.
જગજક દ્વારકાં વાશી, ડાકોર કીધું છે કાશી;
સાગર ગોમતીમાં નાહીએ, તેનાં ચરણામૃત લઇએ;
ધનધન ગંગાબાઇની ગાળી, સવા વાલ થયા વનમાળી;
ગળામાં મોતનકી માળા, નાગર નટવરજી લાલા;
જયજય નર્મદા મઇઆં, જય જય ગંગા જાઇઆં;

જયજય જમના જાઈઆં, જયજય ગોદાવરી મૈયાં;
જયજય નદીઆં સરવે, કે એનાં દર્શન લઈએ;
હરહર મહાદેવ શંભુ, કે હરહર મહાદેવ યોગી;

થાળ.

જમો જમોરે મારા જીવન જુગતે, ભોજનીઆં રસ ભરીઆંરે;
પાક શાક તમ સારૂં પ્રીતમ, કોડે કોડે કરીઆંયે જમોજમો.
તળીઆં ગળીઆં તાજા તાતાં, કાનક થાળીમાં ધરીઆંરે.
આરોગો મારા નાથ અલૌકિક, દુધ ઝાઝાં ઘેબરીઆં. જમો.
કઢી વઢી કારેલાં કાજુ, રાઈ તણાં દસ્થરીઆંર;
જોઈએ તો ઉપરથી લેજો, મિઠું જીરૂ મરીઆંરે જમો.
બ્રહ્માનંદના નાથે સીરાવ્યાં, દુધ ભાત સાકરીઆંરે,
ચળુ કર્યું હરી તૃપ્ત થઈને, નીરખી લોચન ભરીઆંરે. જમો.

થાળ.

મારે ઘેર આવજો માવા, કઢીને કુરીઓ ખાવા;
જાર બાજરીના રોટલા કર્યાને, ઉપર વેંગણનું શાક, ટેક.
મગ ઝાલરના બાકરા તો તે, ઉના ઉના હાક. મારે ઘેર.
ઘઉં લાંગની ધાણી સેકીને, કર્યો ગામડીઆ ચાલ;
હરજી મારા હળવે આવો, ઘણો છે આપને વહાલ. મારે.
ગામડીઆને ગરીબ છીએ, છીએ તમારા દાસ;
હરજી મારા વેગળા ન કરશો, રાખો તમારી પાસ. મારે.
તાજી તાજી છાસ ધરી છે ને, પીજો હેત કરી;
ગોકળમાં તમે ગોપીઓ સાથે, પીધી આનંદ ભરી. મારે.

ભાવતું ભોજન કરી સોને, ઉપર કરાવું મુખવાસ;
બીડી તમાકુનો મહાવરો હમને, કહે છે જેરામદાસ. મારે.

## આરતી દશ અવતારની.

જયદેવ, જયદેવ, જય જાદવરાયા, જય માધવેરાયા;
આરતી કરીએ કરૂણા નંદની, વ્યાપે નહીં માયા. જયદેવ.
પ્રથમ મચ્છ અવતાર ધરી, માર્યો શંખાશુર પાપી; (૨)
ચતુરાનંદન દેવ, (૨) વેદ વિપ્રને આપી. જયદેવ.
બીજે શુર ને અશુર, સાગર મથવાને કાજે; (૨)
વંધ્યાંચળ વૃક્ષાચલ વ્યાપો, (૨) વાર્યો કૌરવ મહારાજે. જય.
ત્રીજે હીરણ્યાક્ષપ અવતાર, દમતો પૃથ્વીને પાપી; (૨)
દાઢ ગૃહી લાવ્યા વારાહર, (૨) અવની સ્થીર કરી સ્થાપી જય.
ચોથે નરસીંહ અવતાર, પ્રહલાદ પોતાના જાણી; (૨)
નખે કરી વિધાર્યો નરહર, (૨) નરસીંહના સ્વામી. જયદેવ.
પાંચમે અતિ બળીયો બળદેવ, જેથી શુરપતી કાંપે; (૨)
વામન રૂપ ધર્યું મહારાજે, બળીને પાતાળે ચાંપે જયદેવ.
છઠે પરસરામ અવતાર, ફરસી હાથમાં લીધી; (૨)
શહસ્ત્ર અર્જુન મારીકરીને, પૃથ્વી નક્ષત્રી કીધી. જયદેવ.
સાતમે રઘુવંશી અવતાર, આનંદ કૌશલ્યા પામી; ( )
પંચવટીમાં રમ્યા રામ, સીતાના સ્વામી. જયદેવ.
આઠમે શ્રી કૃષ્ણ અવતાર, ગોકુળ ગૌધેનો ચારી; (૨)
ગોપ ગોવાળા રાખ્યા વનમાં, ગોવરધન ધારી. જયદેવ.
નવમે બુદ્ધા અવતાર, પાપ અવનીપર વાધ્યોરે; (૨)

ધ્યાન ધરી બેઠા ધરણીધર, જુગટે જુગ સાંધ્યો. જયદેવ.
દશમે કલંકી અવતાર, પૃથ્વી ન કલંકી થાશે; (૨)
મલેચ્છને મારીને, મહાદેવ-સેવક ધર્મ ધરશે. જયદેવ.
આ દશ અવતારની વાણી, જે કોઈ [illegible] કરી ગાશે; (૨)
પ્રત્યક્ષ દેવ મહાશીવ શંભુ, જનમ જનમનાં પાતિક હરશે. જય.

## મંગળાચરણ.

૧

સમરૂં ગણપતિ, રિદ્ધિ સિદ્ધિના પતિ;
નમીએ, વંદીએ, વિનવીએ, આપો શુભમતિ, ટેક.
એકજ દંતો દયાળવંતા, ગુણ [illegible] આધાર;
રાજા પ્રજા પાયે લાગે, વધાવે સંસાર. સમરૂં.
શીશ ઉપરતો સીંદુર; [illegible] ગળે ફુલનકો હાર;
ઉદર ઉપર સૂંઢ સોભે, ઝંઝનો ઝમકાર. સમરૂં.
એક હાથમાં પાંચજ લાડુ, બીજે ભાજે ફરશી ધાર;
ત્રીજા કરમાં ઝાલ્યું કમંડળ. ચોથે જપ માળ. સમરૂં.
રિદ્ધી ઉભી કરે સ્તુતિ, સિદ્ધી કરે નમસ્કાર;
તેત્રીસક્રોડ દેવ પ્રેમે પુજે દેવોનો સરદાર. સમરૂં.
પહેલી પુજા નારણદેવની, વિવેકનો વિસ્તાર;
કહે સેવક શુભ કામ સમરો, મંગળના કરનાર. સમરૂં.

૨

જય જય ગણપતિ દેવા, સૌ કરે તમારી સેવા,
પાર્વતીછે માતા તમારી, પીતા શંકર દેવા.

લક્ષ લાભ બે પુત્ર તમારા, કરે સિદ્ધી બુદ્ધિ સેવા. જય.
કેશર કસ્તુરી તીલક લલાટે, તેલ શીદુરની સેવા;
પાન ફુલ પુજનમાં આવે, જમવા મીઠા મેવા. જય.
મુગટ છે માથે કાને કુંડળ, કંઠે હાર છે દેવા;
હેમ કડાં કરમધે શાભે, ધુપ આરતિ દેવા; જય.
મનુષ્ય સરવે પ્રથમ પુજે, પુજા કરે સૌ દેવા;
કરજોડીને કહે હરીજન, પધારો દરશન દેવા. જય.

૩

ગજાનન તુ ગણપતિ, વિઘ્નહરા મંગળ મુરતી;
સિદ્ધી બુદ્ધી કેરા પતિ, ગવરી પુત્ર ગણપતિ
મંડળને આપો શુભમતિ, જીભે વસો મા સરસ્વતિ;
ઉંઘ આળસ ન આવે રતી, ભજન કરવાને દોમતિ.
ગણપતિરે ગણપતિ, બ્રહ્માની પુત્રી સરસ્વતિ;
ગણપતિ ને સરસ્વતિ. હરીજન કેરી છે વિનંતી.
ગજાનના તું ગણપતિ, વિઘ્નહરા મંગળ મુર્તિ;
ગણપતિ ગણપતિ, ગણપતિ ગણપતિ

૪

જય લક્ષ્મીપતિ, તારી કરૂં હું વિનંતી;
શુભ કાર્ય કરવાને, આપો શુભ મતિ, ટેક,
ગરૂડ છે વાહન તમારૂં, અર્ધાંગે કમળાય;
દક્ષિણ ત્રીકમ બિરાજે, અદ્ભુત તમારી કાય. જય
મોર મુગટને મુખપર મોરલી, તમે છો મોટા દેવ;

સરવ ભકતોને પરસન થાઓ, જે કરે તમારી સેવ. જય.
કમળ નયન ચંદ્ર સરખું, કોટી કામ સ્વરૂપ;
સરવે ભકતની અરજ સાંભળો, ચૌદ લોકના ભુપ. જય.
ચતુર્ભુજ છો છેલ છબીલા, કૃપાળા રણછોડ;
જે જન તારૂં સ્વરૂપ નીરખે, તેના પુરો કોડ. જય.
રાવણુ કુળ સંહારાજ કીધો, થઈ દશરથના બાળ;
સરવ ગુણ સંપુર્ણ તુજમાં ભકતોના પ્રતિપાળ જય.
હીરણ્યકશ્યપને સંહારીને, તમે ઉગાર્યો પ્રલ્હાદ;
સ્થંભ ફોડી પ્રભુ પ્રગટ થયા, ત્યાં નરસીંહજી મહારાજ જય.
બોડાણાની ભકિત માટે, આવ્યા ડાકોર ગામ;
સવાવાલની વાળીએ, તોળાયા સુંદર શ્યામ. જય.
રણછોડજી મહારાજ પધારી, કરજો અમને સહાય;
કરજોડીને સરવે ભકતો, ગુણ તમારા ગાય. જય.
કુમતિ કાપી સુમતિ આપો, થાવ પુરણ કામ;
સેવક જયકીશન તમારો, નંદપુર મુકામ. જય.

૫

ભજન બડી તરવાર રાધે ગોવિંદા—એ રાગ.

જાંબુદ્વીપ મોઝાર, માધવ મુકુંદા;
કિરપા કરી મોરાર, માધવ મુકુંદા.

આપ્યો મનુષ્ય દેહ, મા. મળવો દુર્લભ તેહ; મા.
તે માટે કહું છું સાર, મા. આ ભજન કરી વિસ્તાર. મા.

જે સુરતી સંસાર, મા. તે માયામાં નિરધાર. મા.
જ્યાં દોડે ત્યાં ગુચવાઇ, મા. નહિ ગુરૂ વિના મમપાઇ. મા
સદ્‌ગુરૂનો લાગે રંગ, મા. મોક્ષ થાશે શામસંગ. મા.

૬

એક હતી મુસાફર બેનીરે સુણજો સાહેલી...એ રાહ.
બુદ્ધિ મનસુબાને આવી મળીરે સાંભળો વરનારી.
ત્યાં વિવેક જોઇ બોલીરે શિક્ષા છે સારી.

એવે વિચાર આવીને બેઠારે સાં.
સાથે સંતોષ ગુણ તો પેઠારે શિ.
જોઇ સમો વિવેક વિચારીરે સાં.
છે સુરતા આપણી કુંવારીરે. શિ.
સુણી ચિત્તમાં બોલ્યું છે વાણીરે સાં.
શોધી લાવો અખંડ વર જાણીરે. શિ.
મળી સનમુખ છએ ચાલ્યાંરે સાં.
સંસાર નગરીમાં જઇ મહાલ્યાંરે શિ.
જોયા સંસારી લોક બહુ ખોટા, સાં.
બોલે શબ્દ તે મુખે મોટારે શિ.
અખંડ વર ક્યાં ધારી સુરયોરે સાં.
કરી ભજનને હું તો કામ ચુકયોરે શિ.
વળી કહે બીજો વાત જુઠીરે, સાં.
માટે સમજીને વારજો મુઠીરે. શિ.
ત્રીજો કહે જુઠે જુઠું ચાલેરે સાં.

ખાલી ખોટી શીખ શીદ આલેરે શિ.
એક પછી એક બોલી જાયરે, સાં.
એતો પંખો પંખ દેખાયરે. શિ.
થોડું ઘણું એમાંનું છે સાચુરે, સાં.
ઘણું સમજ્યા વિનાનું છે કાચું. શિ.
કરી વિચારને હું તો થાક્યોરે, સાં.
શ્વાસે શ્વાસમે રૂંધી રાખ્યોરે. શિ.
ઉંડી દ્રષ્ટ ઉતારીને જોયુંરે, સાં.
ન્યારી વસ્તુમા ચીત્તના પ્રોયુંરે. શિ.
ખાલી હરીવર ક્યાં મુક્યોરે, સાં.
હાલી ગાડીને સંખ શીદ ફુંકારે, શિ.
તમે એકીલા પાવન થાજોરે, સાં.
ડાંડો વિજ્ઞાનનો ઝાલી જાજોરે. શિ.
એવી સંસારની વિધ વિધ વાણીરે, સાં.
વિવેક વિચારે લીધી જાણીરે. શિ.
જઇ એકાન્તે અગ્નેય બેઠારે, સાં.
સમજી શાસ્ત્ર નગરી પેઠારે. શિ.
શાણા શાસ્ત્રના લોક ઠગારારે, સાં.
શબ્દ સુણાવે ન્યારા ન્યારારે શિ.
કહે શાસ્ત્ર નારાયણ કેવુંરે, સાં.
રામ સંગને સંભળાવે એવુંરે. શિ.

# જાહેર ખબર.

ધર્મે જય　　　　　　　　અને પાપે ક્ષય.

દોહરો

કાલ કરે તો આજ કરે આજ કરે તો અબ
અવસર બીતો જાઈગો તો ફીર કરેગા કબ

માટે

નીચે મુજબ પુસ્તકો વાંચી તમારી કાયાને સફલ કરો.

| | |
|---|---|
| મહાભારત વલ્લભનું અઢારે પર્વનું (સચીત્ર મોટું) | ૬–૦–૦ |
| રામાયણ રફ કાગળનું | ૧–૦–૦ |
| રામાયણ ગ્લેઝ કાગળનું | ૨–૮–૦ |
| અમર ચરિત્ર ભાગ ૧ લો | ૩–૮–૦ |
| અમર ચરિત્ર ભાગ ૨ જો | ૩–૮–૦ |
| અમર ચરિત્ર ભાગ ૩ જો | ૩–૮–૦ |
| અમર ચરિત્ર ભાગ ૪ થો | ૩–૮–૦ |
| કાવ્ય દોહન ભાગ ૧–૨–૩ ૪–૫ | ૧–૦–૦ |
| અખાની વાણી ગંગ વીનોદ | ૧ |
| પ્રીતમની વાણી | ૦- |
| રામાયણ તુલશી કૃત | ૧- |
| ભજન સાગર મોટું | ૦- |
| ભજન સાગર નાનું | ૦ |

એ શીવાય તમામ જાતના પુસ્તકો નીચેને સરનામે રોકડી અથવા વી. પી થી પણ મોકલવામાં આવશે.

બુકસેલર—ભાઈલાલ છગનલાલ

ઠે૦ દેશાઈ બજાર દેશાઈ બીલ્ડીંગ—ભ